# જૈન આશ્રમ અમદાવાદ

જૈન આશ્રમ એટલે જૈન માત્રને હરેક પ્રકારે યોગ્ય મદદ કરવી, સાધર્મી વાત્સલ્યનો તેજ વિશાળ અર્થ છે. ન્યાતિ જાતિ ગામ વિગેરેનો કંઇપણ ભેદ રાખ્યા વિના નીચે પ્રમાણે મદદ કરી શકાય.

(૧) જેમને કોઈપણ જાતનો આધાર નથી, તેવા વૃદ્ધ અશક્તોને જીંદગી પર્યંત આશ્રમમાં રાખી તેમને સમાધિ પમાડી જીવન સુધારવું.

(૨) અનાથ બાળકોને આશ્રમમાં રાખી વિદ્યાભ્યાસ કરાવવા તથા કળાકૌશલ્યમાં પ્રવીણ કરવાં.

(૩) ધંધા વિના રખડતાં બાઇ ભાઇને યોગ્ય ધંધે લગાડવા બનતી સહાયતા કરવી.

(૪) અમદાવાદ જૈનોનું તથા વેપારનું મુખ્ય સ્થળ હોવાથી તેનું મુખ્ય સ્થાન અમદાવાદ રાખવું, અને જરુર પડે ત્યાં ઉપરના ઉદ્દેશોને અનુસરી શાખાઓ ઉઘાડવી.

(૫) એક વખત જૈનોને પૈસો ક્યાં ખરચવો તે વિચાર હતો, આજે જૈનોએ પૈસો કેમ પેદા કરવો એ મોટી વાત થઇ પડી છે, માટે હરેક બંધુએ કે બેનોએ કોઇપણ ખાતામાં પૈસો ખરચતાં પ્રથમ પોતાના ગામમાં કે આ ખાતાને મદદ કરવી.

શ્રી ૧।

# પરમ ધર્માત્મા શ્રાવક શાહ કપુરચંદ નેમચંદનું ટુંકુ જીવન ચરીત્ર

શ્રી રાધનપુરા વીશા શ્રીમાળી જ્ઞાતિના કઠોરમાં પાંચ ઘરો છે. તેમાંના ઉપરોક્ત કપુરચંદભાઈ દેરાસર ઉપાશ્રય સાધુ સાધ્વી વીગેરેની સેવા કરતા હતા. સંવત ૧૯૬૫ના આસો સુદ ૧૦ના દીવસે સ્વર્ગવાસી થયા. તેમની આજ્ઞાનુસાર તેમના દોહીત્ર શાહ છોટાલાલ નાથાલાલે નીચેની રકમો ધર્માદા અર્થે વાપરેલ છે.

(૧) શ્રી. કઠોર પંચફંડના ચોપડામાં ભાદરવા સુદ ૧ના મહાવીર સ્વામીના જન્મના દીવસે સવારમાં ગુજરાતી જૈનગધુઓને પારણામાં જમાડવા રૂપીયા ૭૦૦)ના વ્યાજમાંથી ખર્ચ કરવા માટે.

(૨) રૂપીયા ૧૨૫) આસો સુદ ૧૦ના દીવસે પૂજા ભણાવવા મુક્યા તે તેના વ્યાજમાંથી ખરચવા.

(૩) રૂપીયા ૫૫૦) તેમના શુભ ખાતે તેમણે વેવરો કરેલો તે પ્રમાણે.

(૪) રૂપીયા ૫૦૦) તેમ[illegible] ...ાર્થે શુભ માર્ગે વાપર્યા.




(૫) રૂપીયા ૧૧૦૦) રૂખમણીના સ્મરણાર્થે વાપર્યા.

(૬) રૂપીયા ૧૨૦૦) શ્રી રાધનપુરા વીશા શ્રીમાળી જૈન બોર્ડીંગના કાર્યકર્તાઓને આપ્યા તે. (તે બોર્ડીંગ હાલ બંધ છે.)

# જૈન સાહિત્ય પ્રકાશન

જૈન સાહિત્યને વિકાશમાં લાવવાનું કામ પ્રથમ ધનપતસિંહ બહાદુર મુર્શિદાબાદવાળાએ (સાંભળવા પ્રમાણે) શ્રીમાન્ મોહનલાલજી મહારાજના ઉપદેશથી કર્યું, ત્યારપછી ગુજરાતમાં અનેક સંસ્થાઓએ કર્યું છે, પણ તેમાં ભીમસીંહ માણેક તથા દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ અને આગમોદય સમિતિ મુખ્ય ગણાય, જૈન સૂત્રો સટીક છપાયાથી જુનું સાહિત્ય પ્રાકૃત માગધી અને તેના ઉપર સંસ્કૃત ટીકા હોવાથી વાંચકોને સુગમ પડે, તેમ પાયચંદસૂરિના જુની ગુજરાતીમાં શબ્દાર્થ કે પદોના અર્થ છે, તથા તે ઉપરથી સૂત્રોનાં ગુજરાતી ભાષાંતર મૂળના આધારે તથા ટીકાના આધારે થવાથી ગુજરાતી ભાષાને પણ ઘણો લાભ મળ્યો છે, બધુ જૈન સાહિત્ય છપાવતાં હજુ ઘણા વરસો જોઇએ, તેમ જૈન સિવાય બીજા તેમાં ઓછો લાભ લેતા હોવાથી તેમનું લક્ષ ખેંચવા સભાઓ થઈ. જૈન સાહિત્ય સંમેલન જોધપુર પ્રથમ સોળ વર્ષ ઉપર થયું, આ જૈન સાહિત્ય સંમેલન વિજયધર્મસૂરિજીના પ્રયાસથી જોધપુર (મારવાડ)માં ભરાયું. તેમાં અનેક જૈન જૈનેતર દેશી વિદેશીને તેનો લાભ મળ્યો.

ત્યારપછી શ્રાવક નેમચંદ નાથાભાઈના ઉજમણાના પ્રસંગને લઇને ૧૯૮૦ના વૈશાખ વદી ૧–૨–૩–૪ના દિવસે સુરત ગોપીપુરામાં પ્રેમચંદ રાયચંદની ધર્મશાળામાં જૈન સાહિત્ય પરિષદ્ ભરાઇ તે સમયે જૈનોમાં ઘણી તજવીજ કર્યા છતાં જૈન પ્રમુખ ન મળવાથી જૈનમા માનનીય અને જૈન સાહિત્યમાં અત્યંત પ્રેમ ધરાવનાર કવિવર્ય નાનાલાલ દલપતરામભાઈને પ્રમુખ નરીકે નીમ્યા હતા, તેમનું પૂર્ણાહુતિમાં જે ભાષણ થયું હતું તથા ચાર દિવસની કાર્યવાહી શું થઇ, તેના રીપોર્ટો છાપામાં છપાઇ ગયા છે, એટલે ત્યાંથી જોઈ લેવા અહીં પ્રાર્થના કરીશું પરંતુ તે સમયે પ્રથમ કવલે મક્ષિકાપાન. તરીકે એવું ભયંકર વિઘ્ન આવેલું કે તે સમયે જો સુશ્રાવક મગનલાલ બદામી વકીલ તથા

ફકીરચંદ ખીમચંદ ઝવેરી મદદે ન આવ્યા હોત તો આ પરીષહ મરવીજ મુસ્કેલ થઈ જાત, વિઘ્નનો ખુલાસો કરતાં કોઇની નિંદારૂપ થાય તેમાં લાભ ન હોવાથી લખતા નથી, કારણ કે શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ ભવંતિ મહતામપિ, તે વખતે છેવટ સુધી ઝવેરી રણછોડ રાયચંદ મોતીચંદ તરફથી છુટથી પૈસાની મદદ તેમ બીજાઓ તરફથી મદદ મળવાથી પૈસા સંબંધી અડચણ ન આવી, અને જીવણચંદભાઈ સાકરચંદ ઝવેરી તથા ચુનીલાલ ગુલાબચંદ દાળીયા વિગેરેનો શ્રમ સફળ થયો.

ત્યારપછી જૈન સાહિત્યના સંશોધન માટે પ્રયાસ કરવા કમિટી નીમાયેલ પણ વ્યાપારીઓને થોડો અવકાશ તથા સાહિત્ય પ્રેમ જોઇએ તેવા ગૃહસ્થોમાં ન હોવાથી જોઇએ તેવુ કામ થયુ નથી છતાં તે સમયે વિદ્યાપ્રેમી ઝવેરી મગનભાઇ નગીનભાઇએ ૫૦૦ રૂપિયા કોઇપણ જુનુ સાહિત્ય છપાવવા આપ્યાથી તેમાંથી વ્યવહારસૂત્ર સટીક થોડા ગુજરાતી સાર સાથે છપાઇ ગયુ, જેના લખામણીના ૪૦૦ રૂપિયા અને વીશ રૂપિયા કાગળના ખરચના પણ, લહીઆઓની અશુદ્ધિઓનો પાર નહોતો તેવુ પુસ્તક મળતુ, તથા ભંડારોમાંથી કોપી કરાવા પ્રતિઓ મળતાં કેટલું વિઘ્ન થતું અને હાલ પણ થાય છે, તે લખેથી લખાય તેમ નથી, આ વ્યવહારની છાપેલી પ્રતિઓ રૂા ૨૫—૨૦—૧૬ એ પણ નબળા સમયને લીધે આપી દેવી પડી છે, અને જેમણે પૈસા મદદ દાખલ આપ્યા તેમને પ્રતિઓ અપાઈ છે, અને કેટલાક તેને વાંચીને તેનું અનુપમ રહસ્ય પણ જાણ્યું છે, અને જેઓ છેદસૂત્ર છપાવવામાં પ્રબળ વિરોધ કરતા, તે જાહેર કે છુપી રીતે લઇ ગયા, અને લે છે, તેમાં પ્રકાશક કેશવલાલ પ્રેમચંદ વકીલ ધર્માત્મા હોવાથીજ તે કાર્ય પાર ઉતર્યુ હતું.

જિનેશ્વરદેવ કે સુસાધુ કે કોઇ પણ પરમાર્થી પુરૂષ જીવ માત્રનું

દર્શન કરાવ્યાં, છતાં તે સમયે સાહિત્ય પ્રદર્શનમાં જૈન સાહિત્ય પરિષદ્‌ના પૂર્વના કાર્યવાહકો શેઠ નેમચંદ નાથાભાઇ તથા ઝવેરી જીવણચંદ સાકરચંદ તથા હું પોતે વિદ્યમાન છતાં પણ બીજી અમદાવાદમાં સાહિત્ય પરિષદ્ ન ભરાઇ, તે આ કલિયુગનું માહાત્મ્ય વિના બીજું કંઇ ન કહેવાય,

યુરોપ અમેરિકામાં જૈન સાહિત્ય ફેલાય, અને જૈન સૂત્રોના પાઠકો તથા વિવેચકો રકમ બંધ હોય, છતાં મોંઘી કિંમતે પાશ્ચાત્ય લોકોનાં છપાયેલ સૂત્રો ચરિત્રો ખપે છે, અને આ દેશમાં જૈન સાહિત્યના વાંચકો ઓછા હોવાથી સસ્તી કિંમતે પણ ખપતાં નથી, તથા પાશ્ચાત્યોને વિષય સમજવો સહેલો થાય છે, ત્યારે આ દેશવાળાને કઠણ લાગે છે, જૈનોનો ધર્મદ્વેષ અજૈનને હોય તેથી તેને તિરસ્કાર હોય, પણ જૈનમાંએ માંહોમાંહે અનેક ફાંટા હોવાથી જૈન સૂત્રો, નિર્યુક્તિ ભાષ્યો અને ચૂર્ણિઓ પ્રાકૃત માગધી ભાષામાં ફેલાતાં અટકી છે, છતાં હાલમાં કોઇઅંશે દ્વેષ ઓછો થવાથી રાજેંદ્રાભિધાન કોષ તથા હરગોવનદાસ પંડિતકૃત પ્રાકૃત કોશ કે રતનચંદજીકૃત જૈન સૂત્રોનો માગધી ગુજરાતી કોશ જૈન સૂત્રો સમજવા માટે ઘણા ઉપયોગી હોવાથી તેનો પણ પ્રચાર થાય છે, જુની ગુજરાતીના પ્રચાર માટે તે વખતની ભાષામાં દેવચંદ લાલભાઇનાં આનંદ કાવ્ય મહોદધિનાં પુસ્તકો કે મોહનલાલ દેશાઇ સંગ્રહિત કે શ્રી વિદ્યાવિજય સંગ્રહિત તેમ બીજાઓએ છપાવેલ છે, તેનું સામટું લીસ્ટ છપાવાની ખાસ જરૂર છે, તેમ તેને સમજાવવા માટે અમદાવાદમાં સાર્વજનિક પાઠશાળા ખોલી તેમાં જૈન સાહિત્ય કે જુના સાહિત્યના ભાષા શીખવવા પ્રચાર થવો જોઇએ,



# ગુજરાતી ભાષાના જૈન જૈનેતર વિદ્વાનોને તથા માસિક વિગેરે પત્રોના કાર્યવાહકોને પ્રશ્નો.

(૧) હાલની ગુજરાતી ભાષાનું મૂળ કઈ ભાષામાં છે.

(૨) ગુજરાતી ભાષા નામ ક્યારથી વપરાયુ તેમ પહેલાં તેનું નામ શું હતું ? તે શબ્દની પ્રથમ શરૂવાત કયા પુસ્તકમાં છે ?

(૩) ગુજરાતી ભાષાનો મૂળ કવિ કોણ ? તેના કાવ્યનો નમુનો આપો.

(૪) જૈન સૂત્રોના ટબા (સ્તિબુક) ગુજરાતી ભાષામાં પ્રથમ ક્યારે થયા કોણે કઇ સાલમાં કર્યા તેનો થોડો નમુનો આપો.

(૫) આ સૂયગડાંગ સૂત્રના બીજા સ્કંધનુ પ્રથમ અધ્યયન છે, તેમાં વપરાયલા શબ્દોના ગુજરાતી ભાષામાં લગભગ મળતા કેટલાક શબ્દોના નમુના આપો.

(૬) આ સૂયગડાંગ સૂત્ર અને તેના ભાગોનો સંપૂર્ણ કોશ કરી આપવા કોઇ તૈયાર છે? જેમાં મૂળ સૂત્રો તથા નિર્યુક્તિના બધા શબ્દો આવવા જોઇએ.

(૭) આ સૂયગડાંગ મૂળ સૂત્રની ભાષાનું કઈ સાલનું અનુમાન થાય છે અને નિર્યુક્તિની ભાષાનું કંઈ સાલનું અનુંમાન થાય છે.

(૮) જે કોઈ આ સંબંધમાં પ્રયાસ કરવા માગશે અને જેઓ લેખક તરીકે કોઇપણ માસિકમાં લખતા હશે, તેનું સર્ટીફીકેટ મોકલવાથી તે બધાને સૂયગડાંગ સૂત્રના ભાગો ભેટ મળશે, લેખક નહિ હોય પણ માસિક વિગેરે પત્રના ગ્રાહકને તે પત્ર મારફતે પોણી કિમતે મળશે.

(૯) નંદીસૂત્રમાં જે આચાર્યોનાં નામ છે, તે ઐતિહાસિક રીતિએ કઈ કઈ સાલમાં થયા છે,

આ લેખક જો ગૃહસ્થ હશે તો તેને શું શુ સાહિત્ય જોઇએ છે તે લખવું, જેનું કામ સારૂ હશે તેને યોગ્ય બદલો પણ મળશે, નીચલા ભંડારો, તથા લાયબ્રેરીઓમાંથી દરેકને વાંચવા માટે પુસ્તકો મલી શકે છે.

(૧) શ્રીમાન્ મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાન ભંડાર
સુરત ગોપીપુરા. (ચુનીલાલ દાળીયા) માજીસ્ટ્રેરેસ્ટ ઓફીસર
(૨) આનંદ પુસ્તકાલય. સુરત ગોપીપુરા ઓશવાળ મોહલ્લા.
(૩) હંસ વિજયજી જૈન લાયબ્રેરી. લુણસાવાડા અમદાવાદ.
(૪) આલમચંદજી જૈન લાઇબ્રેરી
પાલનપુર ( પારી. મણિલાલ ખુશાલચંદ )

બીજા અંકમાં તે લખનારનાં નામ તથા જે નિબંધ ઉચિત લાગશે, અથવા જેની ટીપણ ઉપયોગી હશે તે છાપવામાં આવશે.

(૧૦) જુનામાં જુની જૈને લખેલી કે જૈન ધર્મની પ્રથમ પ્રતિ કઇ સાલની કોની પાસે છે.

(૧૧) પાશ્ચાત્ય વિદ્વાનો માફક વર્ત્તમાન કાળમાં સાધુ સિવાય કોઇપણ ગૃહસ્થે જૈનસૂત્રો વાંચ્યાંની માહિતી હોય તેમનાં નામ આપો.

મળવાનું ઠેકાણું

(૧) **મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી.**
**લાલબાગ પાંજરાપોળ મુંબાઈ નં. ૪**
(૨) **મોહનલાલજી જન શ્વે. જ્ઞાનભંડાર**
**ગોપીપુરા સુરત.**
**જૈન વિજયાનંદ પ્રેસ કણપીઠ સુરત.**
(૩) **સાકરચંદ ફકીરચંદ જૈન આશ્રમ**
**લુણસાવાડા અમદાવાદ.**
(૪) **જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર.**

**કોઈપણ ગુજરાતી ભાષાના માસિકની ઓફીસમાં મળશે.**

# વિમળ પ્રબંધના ઉપોદ્‌ઘાતમાં સ્વર્ગસ્થ મણિલાલ બકોરભાઇ વ્યાસનું ગુજરાતી ભાષાની ઉત્પત્તિ વિષે

# વિવેચન

**વિમલપ્રબંધ** સંવત્ ૧૫૬૮ માં પાટણના જૈન મુનિ **લાવણ્યસમય** ગણિએ રચ્યો છે અને તેની સંવત્ ૧૫૮૪ માં લખાયેલી પ્રતિ પ્રમાણે અક્ષરશ તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે; એટલે સોળમાં શતકની ભાષાના નમુના તરીકે સાહિત્યમાં આ પુસ્તકનું સ્થાન છે. સોળમાં શતકની ભાષા જૂની ગુજરાતીભાષા છે. આ ભાષાના સ્વરૂપથી ગુજરાતના સામાન્ય વાંચકો કેવળ અજાણ છે, તેમ પ્રતિષ્ઠિત લેખકો સુદ્ધાં એને એના ખરા સ્વરૂપમાં ઓળખતા નથી. करइ, धरइ કે करि धरि જોતાની સાથે કાં તો એમ પૂછવામાં આવે છે કે આ કઈ ભાષા છે, અથવા એમ કહી દેવામાં આવે છે કે આ તો જૈન-માગધી ભાષા છે. પરિસ્થિતિ આવી હોવાને લીધે **જૂની ગુજરાતી** (ભાષા) સંબંધી ખુલસો કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

ખુલાસાની ભૂમિકા તરીકે ગુજરાતી-ભાષાના ઇતિહાસપર જરા નજર ફેરવી જવી જોઇએ.

છેક અજ્ઞાન લોકો સિવાય બીજું કોઈ એમ ધારે નહિ કે આપણે હાલ બોલીએ છીએ તે ભાષા અનાદિ કાળથી આવા ને આવા જ રૂપમાં ચાલતી રહેલી હોવી જોઇએ. વ્યુત્પત્તિ શીખતા વિદ્યાર્થીઓ જાણે છે કે ગુજરાતીભાષા અપભ્રંશભાષામાંથી ઉત્પન્ન થઇ છે, અપભ્રંશભાષા પ્રાકૃતભાષામાંથી ઉત્પન્ન થઈ છે, અને પ્રાકૃતભાષા સંસ્કૃતભાષામાંથી ઉત્પન્ન થઇ છે. સંસ્કૃત અને ગુજરાતી વચ્ચે ભાષાના બીજા બે અવતાર હોવાનું શિક્ષકોના જાણવામાં હોય છે, પણ એ અવતારોનું સ્વરૂપ તેમના અંતઃકરણપર પ્રતિબિંબિત

થયેલું ન હોવાથી વ્યુત્પત્તિ કરવાના પ્રસંગે તેઓ ગુજરાતી ઉપરથી બારોબાર સંસ્કૃતને પકડવા જાય છે અને એમ કરતાં હાથમાં ન આવે તે જતું કરીને ચલાવી લેવામાં આવે છે.

ભાષા એ પ્રજાજીવનનાં ચાર અંગોમાંનું એક અંગ હોવાથી પ્રજાના સામાજીક ઇતિહાસના જેવું ભાષાના ઇતિહાસનું પણ મહત્વ છે. ભાષાનો ઇતિહાસ વિખૂટા પડેલા લોકો વચ્ચેના સંબંધ પર પ્રકાશ પાડે છે, મૂળ પ્રજામાં પાછળથી ભેળાયેલા લોકો વિષે માહિતી આપે છે, પ્રજાના આચારવિચાર, ધંધાઉદ્યોગ, ધર્મભાવના, સુધારણા અને મનોવૃત્તિઓનું વલણ ભાષાના ઇતિહાસ ઉપરથી પરખાય છે. ભાષાનો ઇતિહાસ પ્રજા જીવનની અનેક ગુંચો ઉકેલવામાં સહાયભૂત થઈ પડે છે. ધર્મગ્રંથોમાં સચવાઇ રહેલી વૈદિક અને સંસ્કૃતભાષા જેમ આર્યધર્મ અને આર્યપ્રજાના પ્રાચીન ઐકય ઉપર પ્રકાશ પાડે છે, તેમ મધ્યકાલીન પ્રાકૃતભાષા જુદા જુદા પ્રાન્તોના પરસ્પર સંબંધપર પ્રકાશ પાડે છે.

દ્રાવિડીઅન ભાષાઓ બાદ કરતાં ભરતખંડની સર્વ પ્રાન્તિક ભાષાઓનો ઇતિહાસ વૈદિકભાષાથી શરૂ થાય છે. વૈદિકકાળમાંજ **य** અને **ष** જેવા વર્ણોનો ઉચ્ચાર જુદા જુદા સ્થાનમાં વસતા ઋષિઓ જુદો જુદો કરતા હતા. વૈદિકભાષામાં ઉચ્ચારભેદની વિકૃતિ આ કાળથીજ શરૂ થઇ હતી. આર્યપ્રજાનો ફેલાવો થતો ગયો અને અનાર્ય લોકો સાથે તેમનો સંસર્ગ વધતો ગયો, તેમ તેમ તેમની ભાષા વધારે વિકૃત થતી ગઇ. વિક્રમ સંવત્ પૂર્વે આઠમા નવમા સૈકામાં થયેલા પાણિનિ મુનિએ **अष्टाध्यायी** વ્યાકરણ રચ્યું, તેનો હેતુ એ પણ હતો કે ઉચ્ચારભેદથી ભાષાને બગડતી અટકાવી. આ ઉચ્ચાર-ભેદ અને વિક્રમસંવત્ પહેલાં પાંચશે વર્ષ ઉપર **પાલિભાષામાં**

-સંગ્રહાયેલા બુદ્ધ ધર્મના ગ્રંથો એ જોતા પ્રાકૃતભાષાનો ઇતિહાસ ૨૫૦૦થી ૩૦૦૦ વર્ષ જેટલો લંબો થાય છે.

અપભ્રષ્ટ થયેલી વૈદિકભાષા વધારે બગડતી અટકાવવા પાણિનિ મુનિએ નિયમબદ્ધ કરી-સુધારી, તે સંસ્કાર પામેલી-સંસ્કૃત ભાષા કહેવાઈ. આ ભાષા પંડિતોની અને પુસ્તકોની ભાષા થઇ. લોકભાષા તરીકે તો અપભ્રષ્ટ થયેલી વૈદિકભાષા ચાલતી હતી તેજ બોલી ચાલતી રહી. વખત જતો ગયો તેમ તેમ પ્રાન્તોની સ્થિતિરીતિની ભિન્નતાને લીધે જુદા જુદા પ્રાન્તની ભાષા જુદું જુદું વલણ લેતી ગઈ તે તે પ્રાન્ત કે પ્રજાના નામ પ્રમાણે જુદા જુદા નામે ઓ. ાતી થઈ.

સંસ્કૃતભાષા પુસ્તકોની ભાષા થઈ રહી તે કાળ અને હાલની ગુજરાતીભાષા લોકભાષા તરીકે ચાલતી થઇ એ કાળ વચ્ચે લગભગ અઢીહજાર વર્ષ જેટલું અતર મૂકવું પડે. આ અઢીહજાર વર્ષ જેટલા લાંબા કાળની ભાષાના ઈતિહાસથી આપણે અજાણ્યા રહીએ, તો તે અજ્ઞાન જેવુ તેવુ ગણાય નહિ. આપણી હાલની સ્થિતિનો અને હાલની આપણી ભાવનાઓનો લાંબો ઇતિહાસ એ કાળની ભાષામાં સમાયેલો છે. મોટાં મોટાં રાજકીય પરિવર્તનો, મોટાં મોટાં સામાજીક પરિવર્તનો અને મોટાં મોટા ધાર્મિક પરિવર્તનો એ કાળમાં થયાં છે. આપણા પૂર્વજોની પ્રાચીન રીતભાતો, વિચાર, મતો અને અનુભવોની છાપ એ ભાષાના શબ્દોપર છપાઈ રહી છે જો કે એ કાળે ગ્રંથ રચના સંસ્કૃતમા થતી હતી, તો પણ પ્રાકૃતભાષા કંઈ છેક સાહિત્ય વગરની નહોતી. પ્રાકૃત બોલનારા આપણા પૂર્વજોમાં જ્ઞાન અને અનુભવની ઉર્મિઓ ઉભરાઈ ન હોય કે ઝીલાઇ ન હોય એ બનવાજોગજ નથી. ચંડનું '**પ્રાકૃતલક્ષણ**'

જુદી પડતી હોવા છતાં ભાષા તરીકે એક ભાષા હતી ને બધી ભાષાઓ **પ્રાકૃતભાષા** એ એકજ ભાષાના નામે ઓળખાતી હતી. જૂનામાંજૂનું અને પ્રતિષ્ઠા પામેલું મગધના પંડિત વરરૂચિકૃત **'प्राकृत-प्रकाश'** નામનું પ્રાકૃતભાષાનું વ્યાકરણ છે, એ વ્યાકરણ વડે જેમ જૈન સૂત્રો સમજી શકાય છે, તેમ પેંઠણના રાજા શાતવાહને રચેલું **'गाथा सप्तशती'** મહારાષ્ટ્રીપ્રાકૃતમાં છે, તે પણ સમજી શકાય છે. હેમચંદ્રાચાર્યે પ્રાકૃતભાષાનું વ્યાકરણ રચ્યું છે, તેમાં પ્રાકૃતભાષાના નિયમો સમજાવવા ૯૨૯ સૂત્ર આપ્યાં છે. સર્વ પ્રાકૃતભાષાને લાગુ પડતાં એ સૂત્રો પછી શૂરશેનીભાષા માટે ૨૭ સૂત્રો, માગધી ભાષા માટે ૧૬ સૂત્રો, પૈશાચિકભાષા માટે ૨૨ સૂત્રો, ચૂલિકાપૈશાચી માટે ૫ સૂત્રો અને અપભ્રશભાષા માટે ૧૨૧ સૂત્રો આપીને એટલા અંશમાં એ ભાષાઓ એક બીજાથી જુદી પડતી છે, એમ બતાવ્યું છે, આ સૂત્ર સંખ્યા ઉપરથી જોઈ શકાય કે પ્રાકૃત નામે ઓળખાતી ભાષા કેટલી વ્યાપક હતી અને પ્રાન્તિક ભાષાભેદ કેટલો નજીવો હતો.

પ્રસિદ્ધવૈયાકરણ હેમચંદ્રાચાર્ય કહે છે કે જૈનસૂત્રો અર્ધ માગધીમાં છે. આપણે અનુમાન કરી શકીએ કે અર્ધ માગધી તે બીજી કોઈ નહિ પણ ગુજરાતની તે કાળની લોકભાષા હોવી જોઇએ. અર્ધ માગધી શબ્દનો ભાવાર્થ એટલોજ હોઈ શકે કે કંઇક શબ્દો માગધી છે અને કંઈક બીજા પ્રકારના છે, અથવા એમ પણ હોઇ શકે કે તે માગધીભાષા સાથે મળતી છે પણ માગધીભાષા નથી. પાછળ કહેવામાં આવ્યું તેમ એ કાળની સર્વ ભાષાઓ એક ભાષા જેવી હતી, સર્વ સગી બહેનો હતી અને સર્વનો સંસ્કૃત સાથે સીધો સંબંધ હતો, એટલે માગધી સાથે જેમ ગુજરાતીપ્રાકૃત મળતી છે તેમ મહારાષ્ટ્રી પ્રાકૃત પણ

મળતી છે અને પ્રાકૃતના પેટાની બીજી બધી ભાષાઓ પણ મળતી છે.*

જૈન ગ્રંથોમાં જણાવવા પ્રમાણે સંવત્ ૫૧૦ માં વલભીપુરમાં મળેલી જૈનપરિષદે જૈનગ્રંથો પુસ્તકારૂઢ[1] કર્યાં. સમર્થ ભાષાશાસ્ત્રી પ્રોફેસર વેબર કહે છે કે જૈનસૂત્રો આ વખતે સ્થાનિક[2]ભાષાનું રૂપ પામ્યા મહાવીર સ્વામીની જન્મભૂમિ મગધમાં હતી પણ એમણે જે ઉપદેશ આપ્યો હતો તે સૂત્ર રૂપે આપ્યો નહોતો. વાર્તા રૂપે એમણે કરેલો ઉપદેશ એમના ગણધરોએ સૂત્રો રૂપે ગુથ્યો હતો. એમ માનવામાં આવે છે કે મગધમાં મળેલી પહેલી જૈનપરિષદે માગધી ભાષામાં સૂત્રસંગ્રહ કર્યો હતો પ્રો વેબર કહે છે કે વલભીપુર પરિષદે એ સૂત્રોને સ્થાનિકભાષાનુ રૂપ આપ્યું. પોતાના સિદ્ધાંત અભણ લોકો, સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં સર્વ સમજી શકે એવી ભાષામાં ધર્મોપદેશ થવા જોઇએ એવો બૌદ્ધ અને જૈનધર્મ પ્રવર્તકોનો ખાસ આગ્રહ હતો એ આગ્રહને અનુસરીને વલભીપુરની પરિષદે જૈનગ્રથોને સ્થાનિકભાષાનું રૂપ આપ્યું હોય એ બનવાજોગ છે.

વિવાદને ખાતર એમ માનીએ કે જૈનસૂત્રોની ભાષા તે ગુજરાતીપ્રાકૃત નહિ પણ માગધી અથવા બીજી કોઇ પ્રાકૃત છે, તોપણ પરિણામમાં આપણે માટે કંઇ મોટો ફેર પડવાનો નથી. બધી પ્રાકૃત લગભગ મળતી હતી અને બધા પ્રકારની પ્રાકૃત બોલનારી પ્રજા સાથે આપણો સંબંધ હતો. સંબંધ હતો એટલુંજ નહી પણ જુદા જુદા પ્રાન્તવાસીઓનું ગુજરાત વાસસ્થાન હતુ. જુદી જુદી

---

* જિનકીર્તિસૂરિકૃત 'ષડ્ભાષા સ્તવન' નામના છત્રીસ ટુંકના કાવ્યમાં છ એ પ્રાકૃત ભાષાઓની છ ટૂક આપીને એ ભાષાઓનુ સ્વરૂપ સ્પષ્ટ બતાવ્યુ છે. એ કાવ્ય પૂરતા વિવેચન સાથે હુ જુદુ પ્રસિદ્ધ કરીશ.

૧. પુસ્તકપર ચઢાવ્યા—લખ્યા. ૨. ગુજરાતી પ્રાકૃત—તે કાળની લોકભાષા.

પ્રાન્તિક પ્રજાઓના મિશ્રણનું પરિણામ હાલની ગુજરાતી પ્રજા છે, તેમ જુદી જુદી પ્રાન્તિક ભાષાઓના મિશ્રણનું પરિણામ હાલની ગુજરાતી ભાષા છે. જે જે પ્રાન્તની પ્રજાએ ગુજરાતમાં વાસો કર્યો તે તે પ્રાન્તની પ્રાકૃત ભાવિભાષાની કારણભુત થઇ.

જે ભાષા વ્યાકરણ અને કોશથી નિયમિત થઇ હોય, જે ભાષાનું સાહિત્ય બહોળું વિસ્તાર પામેલું અને લોકપ્રિય હોય, જે ભાષા કેળવણી પામેલા જનસમૂહની લોકભાષા હોય અને જે ભાષાને પરભાષા બોલનારી પ્રજાનો સંપર્ક બહુ ઓછો હોય, તે ભાષા ઘણા લાંબા કાળ સુધી જીવતી રહી શકે. એથી ઉલટું જે ભાષાને એ સાધનો પ્રતિકૂળ હોય તે ભાષા બહુ જલદી રૂપાંતર પામી જાય. પ્રાકૃતભાષાને બંધારણવાળી સંસ્કૃત ભાષાનો બહુ સારો સહાયો હતો અને તે બોલનારો લોકસમૂહ કેળવાયેલો હતો, પણ તેનું સાહિત્ય બહુ અલ્પ હતું, તેમ પરદેશી પ્રજાઓનો સંપર્ક તેને અહર્નિશ દૂષિત કર્યા કરતો હતો; આ પ્રતિકૂળ સંજોગોને લીધે વૃદ્ધાવસ્થા પામેલા માણસની પેઠે ક્ષીણ થતાં થતાં તે રૂપાંતર પામી ગઈ. પ્રાકૃતભાષા ક્યારેં રૂપાંતર પામી તે નક્કી કરવા જેવું ખાત્રી ભર્યું સાહિત્ય વિદ્યમાન નથી, અનુમાનથી એમ કહી શકાય કે વિક્રમસંવતનું સાતમું આઠમુ શતક તે પ્રાકૃતભાષાનો અંતકાળ અને અપભ્રંશભાષાનો આરંભકાળ. પ્રાકૃતનું રૂપાંતર થઇને જે ભાષા ચાલતી થઈ તેનું નામ **અપભ્રંશભાષા.** જો કે અપભ્રશભાષા એ શબ્દ પ્રાકૃત ભાષાની પેઠે વિશાળ અર્થમાં પણ વપરાતો હતો અને આભીરી (આહીરી) વગેરે ખાસ ભાષાઓને પણ તે લગાડવામાં આવતો હતો, છતાં વિશેષે કરીને ગુજરાતી અને માળવામાં ચાલતી આઠમા શતક પછીની ભાષાને **અપભ્રંશભાષા** એ નામ આપવામાં આવ્યું છે. માળવાના

ભોજરાજાનો સમય જે સંવત્ ૧૦૭૮ પછીનો નિર્ણિત થયો છે, તે કાળે અપભ્રંશભાષા ચાલતી હતી. આ સમય તે ગુજરાતના ચૌલુક્ય મહારાજા પહેલા ભીમદેવનો સમય છે. વિમલપ્રબંધના નાયક વિમળશાનો સમય તે પણ આ સમય. આ સમયે પણ ભરતખંડની સર્વ ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય હતું. પ્રાન્તિક ઉચ્ચારભેદે પ્રત્યયો હેરફેર હોવા છતાં શબ્દોનાં મૂળરૂપ સર્વત્ર મળતાં આવતાં હોવાથી વ્યાપારીઓ વગર અડચણે એક બીજા પ્રાન્ત સાથે વ્યવહાર ચલાવી શકતા અને મુસાફરો વગર સંકોચે એક બીજા પ્રાન્તમાં મુસાફરી કરી શકતા. જૈનસાધુઓ જેઓ હંમેશાં દેશભાષામાં ઉપદેશ આપતા હતા, તેમને એકથી બીજા પ્રાન્તમાં જઇ ઉપદેશ કરવાને ભાષાની અડચણ નડતી નહોતી. મુસલમાની રાજ્યકાળ શરૂ થયા પછી બીજા પ્રજાકીય સંબધોની પેઠે દેશનો ભાષાસંબંધ પણ વધારે વધારે તૂટતો ગયો. રાજકીય અવ્યવસ્થાને લીધે જે તે પ્રાન્તનો વ્યવહાર જે તે પ્રાન્તમાં સંકોચાયો, (તેમ) ભાષામાં દિન પ્રતિદિન પ્રાન્તિક વિકાર વધતા ચાલ્યા અને દરેક પ્રાન્તભાષા જુદી ભાષા તરીકે વધારે વધારે સ્પષ્ટ થતી ગઈ. સદ્‌ગત સાક્ષર શ્રી નવલરામભાઈ એ કાળની ભાષા સ્થિતિ માટે આ પ્રમાણે કહે છેઃ—

"આશરે સાતસેં આઠસે વર્ષ ઉપર જોઈશું તો માલમ પડશે કે આપણું ભાષાઐક્ય હાલ છે તેથી પણ બહુ જ વધારે હતું. એ સમયના ગ્રંથો અને પ્રાકૃતભાષાના અર્વાચીન શોધકોના કહેવાથી સાબીત થયું છે કે એક વખત ઉપર ગુજરાતમાંજ નહિ પણ પંજાબ, સિંધ, કચ્છ, મેવાડ, મારવાડ, વ્રજ, ખાનદેશ, ઉડિયા, અને ઠેઠ બંગાળા સુધી લગભગ એક સરખીજ ભાષા બોલાતી હતી.

અલબત્ત તે ભાષા ગુજરાતી કે હિંદી એ નામથી ઓળખાતી નહોતી, પણ અપભ્રંશ એવું તેનું સામાન્ય નામજ હતું. બેશક તેમાં પ્રાંત ભેદ ઘણાજ હશે-હાલ જે જુજ પ્રાંત ભેદોને માટે કેટલાક મિથ્યા ઝઘડો ઉઠાવવા તત્પર જણાય છે તેના કરતાં સો ઘણાં વધારે, તો પણ તેણે એક સામાન્યરૂપ પકડેલું, અને સામાન્ય વર્ગે અંધમમત્વ છોડી તેજ આનંદથી સ્વીકારેલું.

પણ મુસલમાનો આવ્યા અને બીજા ઐક્યની સાથે આપણું ભાષાઐક્ય પણ ટૂટયું. ઠેકાણે ઠેકાણે લડાઈના રણશિંગાં ફૂંકાવા લાગ્યાં. મારફાડ ને નાસભાગ ચાલી, બધા પોતપોતાના પ્રાંતમાં પ્રયત્ન વડે સંતાઈ રહેવા લાગ્યા, અને પરસ્પરનો સહવાસ એટલો બધો બંધ પડી ગયો કે એક પ્રગણાના-લોક બીજા પ્રગણામાં પણ ભાગ્યેજ જવાની હિંમત ચલાવતા. આવી સ્થિતિમાં પ્રાંતભેદે જોર પકડી પોતાનાં ખાસ લક્ષણો ખીલવી, ભિન્ન ભિન્ન ભાષા રૂપે વખૂટા પડવા માંડયું, એટલે ગુજરાતી, કચ્છી, મેવાડી, મારવાડી, પંજાબી, વ્રજ વગેરે હાલની ભાષાઓ થઇ." ( નવલગ્રંથાવલિ. પૃ. ૪૦૪ )

વિક્રમસંવત્‌ના આઠમા શતક પછીના એટલે પંચાસરના પતનકાળથી માંડીને પાટણના રજપુતરાજ્યની આખર સુધીના કાળને **અભ્રંશભાષાનો કાળ** કહી શકાય. એ પછીની ભાષાને આપણે જૂની ગુજરાતી ભાષા કહીશું. સંવત્ ૧૩૦૦ થી ૧૬૦૦ સુધીનાં ૩૦૦ વર્ષને આપણે **જુની ગુજરાતીનો કાળ** કહીશું.

વિદ્વાન્ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ ગુજરાતી ભાષાના ઇતિહાસમાં જૂની ગુજરાતીનો કાળ સંવત્ ૧૧૦૦ થી ૧૫૦૦ સુધીનો

ઠરાવે છે, પણ એ કાળની ભાષા વિષે આપણે જે માહિતી મેળવી શકીએ છીએ, તે ઉપરથી જૂની ગુજરાતીના કાળ સંબંધીનું શાસ્ત્રીનું અનુમાન ફેરવવાની આપણને જરૂર પડે છે. સંવત્ ૧૧૦૦ એટલે સિદ્ધરાજનો પૂર્વસમય. સિદ્ધરાજના સમયે પ્રસિદ્ધ વૈયાકરણ હેમચંદ્રાચાર્યે અપભ્રંશભાષાનું વ્યાકરણ રચ્યું છે. હેમચંદ્રાચાર્ય ગુજરાતમાં જન્મેલા હતા અને પાટણના રાજકર્ત્તાઓ સાથે બહુ ગાઢો સંબંધ ધરાવતા હતા. એમણે સંસ્કૃતથી માંડીને પોતાના કાળે ચાલતી અપભ્રંશ ભાષા સુધીની મુખ્ય મુખ્ય સર્વ ભાષાઓનું સ્વરૂપ નિર્ણિત કર્યું, છતાં ગુજરાતી ભાષા માટે કંઇ લખ્યુ નહિં, તેથી એમ કહી શકાય કે એ કાળે ગુજરાતી ભાષા વિદ્યમાન હોત તો તેના નિયમો બાંધવાને તે કદી પણ દુર્લક્ષ કરત નહિ. હેમચંદ્રાચાર્ય જેવા સૂક્ષ્મદર્શી વિદ્વાનને માટે એમ ધારી શકાય નહિ કે તેમણે મૃતભાષાઓનાં વ્યાકરણ રચ્યાં અને વર્તમાન ભાષાને માટે વ્યાકરણની જરૂર માની નહિ. હેમચંદ્રાચાર્યના સમયે ગુર્જરભાષા એ નામ વિદ્યમાન્ હોવું જોઇએ એમ માનવાને પણ કારણ છે. એ સમય પહેલા ઘણાં લાંબા કાળની 'ગુર્જરપ્રજા' અને 'ગુર્જરદેશ' એ શબ્દો ચાલ્યા આવતા હતા, અને જો એક પ્રજાનું નામ તેજ તે દેશનું નામ પણ હોય તો તેમની ભાષા પણ તેજ નામે ઓળખાતી હોવી જોઇએ. પરસ્પરાશ્રિત આ સંબંધોનો વિચાર કરતાં એમ માનવુ પડે કે હેમચંદ્રાચાર્યના સમયમા **ગુર્જરપ્રજા, ગુર્જરદેશ** અને **ગુર્જરભાષા** એ ત્રણે શબ્દો વિદ્યામાન હોવા જોઇએ.

ગુર્જરવાણિયા, ગુર્જરસુથાર, ગુર્જર સોની, ગુર્જરકુંભાર, વગેરે નામોમા ચાલતા રહેલા 'ગુર્જર શબ્દ ઉપરથી આપણે સમજી શકીએ કે, **'ગુર્જર'** એ નામે ઓળખાતા લોકોનો કોઇ મોટો

સમૂહ પાછલા કાળે હોવો જોઇએ. ઉત્તરમાંથી આવેલો એ સમૂહ અહીંના જે ભાગમાં વસ્યો તે ભાગ **ગુર્જર ભૂમિ** કે **'ગુર્જરદેશ'** એ નામે ઓળખાતો થયો. પાટણના મહારાજા **ગુર્જરેશ્વર** કહેવાતા અને એમના અધિકારનો મૂળ પ્રદેશ (ફક્ત ઉત્તર ગુજરાત) ગુર્જરદેશ ગણાતો. સંવત્ ૧૪૦૫માં રચાયેલા 'ચતુર્વિંશતિ પ્રબંધ'માં **"वागडदेशे वटपद्रपुरं"** (વાગડ દેશમાં વડોદરા શહેર) અને **"धंधुकपुरं गूर्जरधरा सुराष्ट्रा संधिगताः"** (ધંધુકાશહેર ગુજરાતની ભૂમિ અને સોરઠની સરહદ ઉપર આવ્યું છે) એમ કહે છે. કાઠિયાવાડનો દ્વીપકલ્પ એ વખતે સૌરાષ્ટ્ર અથવા સોરઠને નામે ઓળખાતો હતો અને વડોદરાની દક્ષિણનો પ્રદેશ ઘણા લાંબા કાળથી લાટ દેશને નામે પ્રસિદ્ધ હતો.* ગુર્જરદેશની ગુર્જરીભાષાની પેઠે સોરઠદેશની સોરઠીભાષા અને લાટદેશની લાટીભાષા એ નામો પણ તે કાળે વિદ્યમાન્ હતાં, પણ જે કારણથી હેમચંદ્રાચાર્યે પોતાના વ્યાકરણમાં ગુજરાતીભાષા માટે કંઇ લખ્યું નથી, તેજ કારણથી સોરઠી કે લાટીભાષા માટે પણ કંઇ લખ્યું નથી; કારણ એ છે કે ગુજરાતી, લાટી, સોરઠી એ બધાં નામો કોઇ જુદી જુદી ભાષાઓનાં નહિ, પણ અપભ્રંશ નામે ઓળખાતી વ્યાપકભાષાના પ્રાન્તિક ઉચ્ચારભેદનાં નામ હતાં. 'ગુર્જરદેશ' એ જેમ તે કાળે ફક્ત ઉત્તર ગુજરાતના એક પ્રાન્તનું નામ હતું, તેમ 'ગુર્જરભાષા' એ તે કાળે ફક્ત ઉત્તર ગુજરાતના પ્રાન્તિક ઉચ્ચારભેદનું નામ હતું.

સંવત્ ૧૩૬૧માં રચાયેલા 'પ્રબંધચિંતામણિ' ગ્રંથમાં પણ ગુજરાત શબ્દ ફક્ત ઉત્તર ગુજરાતનેજ લગાડવામાં આવ્યો છે અને કાઠિયાવાડના દ્વીપકલ્પને 'સોરઠ' તથા વડો-

---

* ગુર્જરદેશ કરતાં લાટદેશ એ નામ વધારે જૂનું છે.

દરાના દક્ષિણભાગને લાટ નામ આપવામાં આવ્યું છે. શાકે ૧૩૦૬ સંવત્ ૧૪૪૦માં નંદપદ્રપુર (નાંદોદ)ના દુર્ગસિંહનૃપના રાજ્યમાં રચાયેલા "કર્મવિપાક સારસંગ્રહ" ગ્રંથમાં નંદપદ્રપુરને ગુજરાતમાં ગણ્યું છે. તે પહેલાંના કોઇ ગ્રંથમાં વડોદરાના દક્ષિણ પ્રદેશને ગુજરાતનું નામ આપેલું મારા જોવામાં આવ્યુ નથી. આ ઉપરથી એમ અનુમાન થઈ શકે કે મુસલમાની રાજ્યકાળના વખતથી ગુજરાત એ એક પ્રાન્તનું નામ લાટ વગેરે બીજા પ્રાન્તોને પણ લગાડવામાં આવ્યુ, ને ગુજરાત શબ્દ હાલના જેવા વિશાળ અર્થમાં વપરાતો થયો. મુસલમાન રાજકર્ત્તાઓનો અમલ પહેલવહેલો 'ગુજરાત' નામે ઓળખાતા પ્રદેશ ઉપર સ્થપાયો હતો અને ગુજરાતમાંજ એમનું પાટનગર હતું, એથી દિલ્લીના મુસલમાનો આ તરફના બધા પ્રદેશને ગુજરાતના નામે ઓળખતા હતા. પાટણની ગાદી અમદાવાદમાં આવી અને મુસલમાની અમલ દક્ષિણ તરફ આગળ વધતો ગયો, પણ દિલ્લીમાં તો ગુજરાતના સુલતાન, ગુજરાતનો મુલક અને ગુજરાતના લોક એ શબ્દોજ ચાલતા રહેલા હોવા જોઇએ. વિસ્તૃત અર્થમાં વપરાતો ગુજરાત શબ્દ દિલ્લીના દરબારમાંથી અમદાવાદના દરબારમાં આવે, ને ત્યાંથી વ્યવહારમાં ભળી રૂઢ થઈ જાય એ અશક્ય નથી. ઇતિહાસમાં આવા ફેરફાર થતાજ રહે છે. 'કાઠિયાવાડ +' અને 'હિંદુસ્તાન' એ નામો પણ એ રીતેજ ચાલતાં થયાં છે.

ત્યારે એ ગુજરાતી ભાષાની શરૂઆત ક્યારથી ગણવી, એ પ્રશ્નનો જવાબ એજ હોઇ શકે કે **જ્યારથી "ગુજરાત" પ્રાન્તનું નામ મટીને દેશનું નામ થયું ત્યારથી ગુજરાતી ભાષા પ્રાન્તિક-ભાષા મટીને દેશભાષા થઇ.**

---

+ આપણે આખા દ્વીપકલ્પને 'કાઠિયાવાડ' એ નામે ઓળખીએ છીએ, પણ ખરૂં જોતા 'કાઠિયાવાડ' એ કાઠીલોકથી વસેલા દ્વીપકલ્પના એક ભાગનું નામ છે. દ્વીપકલ્પના રહેવાસીઓ તો હજુ પણ એ એક ભા-

+ हिअइ खुडुक्कइ गोरडी, गयणी घुडुक्कइ मेहु।
वासारत्ति पवासुहं, विसमा संकडु एहु ॥
जणु आवतउ म वारि, पुन्नहि लब्भइ एह दिणु।
कोइ न चडसि बारि, उहट्टुलोसिइ जइ विहवु ॥

---

ગનેજ 'કાઠિયાવાડ' નામ આપે છે ને બીજા ભાગને 'ઝાલાવાડ' 'ગોહેલવાડ' 'હાલાર' વગેરે નામે ઓળખે છે. પાછલા શતકામા ગાયકવાડી ફોજ દ્વીપકલ્પમાં પ્રસરી ત્યારે મુખત્વે કાઠીલોકો સાથે તેમને વિરોધ કરવો પડતો અને કાઠીલોકના બંદોબસ્ત માટે ગાયકવાડી સૈન્યની મોટી છાવણી ગાયકવાડ પ્રાતમાં રાખવી પડતી. 'કાઠિયાવાડ' શબ્દ આ પ્રમાણે ગાયકવાડી સૈન્યને વધારે પરિચિત થવાથી વડોદરા દરબારમાં એ તરફનો આખો પ્રદેશ કાઠિયાવાડ નામે ઓળખાવા લાગ્યો. દરબારી શબ્દ પાછળથી વ્યવહારિક શબ્દ થયો ને આખા દ્વીપકલ્પનુ નામ કાઠિયાવાડ પડયું. હિંદુસ્તાન શબ્દનું પણ તેમજ થયું છે. પહેલા એ શબ્દ ફક્ત ઉત્તર હિંદુસ્તાનને લગાડવામાં આવતો હતો, અને હજુ પણ ભઇઆઓનેજ આપણે 'હિંદુસ્તાની' કહીએ છીએ ને તેમની ભાષાનેજ 'હિંદીભાષા' કહીએ છીએ. થોડાં વર્ષ પહેલાં નિશાળોમા ચાલતા પુસ્તકોમાં પણ 'ભરતખંડનો' ઇતિહાસ' ભરતખંડની ભૂગોળ' 'ભરતખંડનો નકશો' એમ લખાતુ હતું. આપણા જોતાં જોતાં ભરતખંડ શબ્દ દબાઈ ગયો છે ને 'હિંદુસ્તાન' શબ્દ ચલણમાં આવ્યો.

---

+ હૈયામાં ગોરી ખટકે છે અને ગગનમાં મેઘ ધડૂકે છે, એવી સ્થિતિમાં મુસાફરીનો રાતવાસો એ ભારે સંકટ છે. (નારી ઘેર) આવતા માણસને વારીશ નહિ. સદ્ભાગ્ય વડે એ દહાડો આવે છે. જો વૈભવ ઉલટાઈ જશે તો કોઇ બારણે ચડશે નહિ.



# સૂયગડાંગ સૂત્ર.

## ભાગ ૪ થો.

## સ્કંધ બીજો.

## (સત્તરમું શ્રી પૌંડરીક અધ્યયન.)

## ॐ नमः श्रीवीतरागाय।

સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા પુંડરીક અધ્યયનની ટીકાનું ગુજરાતી ભાષાંતર.

પહેલો શ્રુતસ્કંધ કહ્યો હવે બીજો શ્રુતસ્કંધ કહીયે છીયે. તેનો આ પ્રમાણે સંબંધ છે. પહેલા શ્રુતસ્કંધમાં જે અર્થ (વિષય) ટુંકાણમાં કહ્યો તે આ શ્રુતસ્કંધ વડે ઉપપત્તિ (દૃષ્ટાંત) પૂર્વક વિસ્તારથી કહીયે છીએ.

તે વિધિઓજ સારી રીતે સંગ્રહીત થાય છે કે જેઓનું નામ ટુંકાણમાં અને વિસ્તારથી કહેલું છે, અથવા પૂર્વ શ્રુતસ્કંધમાં જે વિષય કહ્યો, તે અહીં દૃષ્ટાન્ત વડે સુખથી

બોધ થવા માટે કહે છે, આ સંબંધે આવેલા આ શ્રુતસ્કંધમાંનાં સાત મહા અધ્યયનો કહીએ છીએ, મોટાં અધ્યયનો તે મહા અધ્યયનો છે, કારણ કે પહેલા સ્કંધનાં કહેલાં અધ્યયનો કરતાં આ બીજા શ્રુતસ્કંધનાં અધ્યયનોમાં ઘણો અર્થ હોવાથી મોટાં છે તેથી મહત્ તથા અધ્યયન એ શબ્દોના નિક્ષેપા કહે છે,

**णामं ठवणा दविए खेत्ते काले तहेव भावे य**
**एसो खलु महतंमि निक्खेवो छव्विहो होति। नि १४२**

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી મહત્ શબ્દનો નિક્ષેપો છ પ્રકારે થાય છે, નામ સ્થાપના સુગમ છે, દ્રવ્ય મહત્ આગમથી તથા નોઆગમથી એમ બે પ્રકારે છે, આગમથી જ્ઞાતા (જાણનારો) પણ ઉપયોગ (લક્ષ) ન હોય, પણ નોઆગમથી તો જ્ઞશરીર ભવ્યશરીરથી જુદો સચિત્ત અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારે છે, તેમાં પણ સચિત્ત દ્રવ્ય મહત્ (મોટું) ઔદારિકાદિ શરીર છે, જે એક હજાર જોજનનું માછલાનું શરીર હોય છે, પણ વૈક્રિય શરીર લાખ જોજનના પ્રમાણનું હોય છે, તૈજસ કાર્મણ તો લોકાકાશ પ્રમાણેનાં હોય છે, (આ બંને શરીરો કેવલિ સમુદ્‌ઘાત વખતે હોય છે,) તેથી ઔદારિક વૈક્રિય તૈજસ કાર્મણરૂપ ચારે પ્રકારનાં શરીરો છે, તે દ્રવ્ય સચિત્ત મહત્ (મોટાં) છે, અચિત્તદ્રવ્ય મહત્ તો બધા લોકમાં વ્યાપી અચિત્ત

મહાસ્કંધ છે, મિશ્ર તો તે તેજ મત્સ્યાદિ શરીર છે, ક્ષેત્ર મહત્ લોક તથા અલોકનું ભેગું મળીને જે આકાશક્ષેત્ર છે, તે જાણવું. કાળમહત્ સર્વ અદ્ધા (કાલ) જાણવો, ભાવમહત્ ઔદયિકાદિક શરીર ભાવરૂપપણે ૭ પ્રકારે છે, તેમાં ઔદયિક ભાવ સંસારિક જીવોમાં છે, એથી ઘણાનો આશ્રય હોવાથી સૌથી મોટો છે, કાલથી પણ આ સૌથી મોટો છે. અનાદિ અનંત અભવ્યને આશ્રયી છે, ભવ્યને આશ્રયી અનાદિ સાંત છે, સાદિસાંત નારકોની અપેક્ષા એ છે, ક્ષાયિકભાવ કેવળજ્ઞાન-તથા દર્શનરૂપ છે, તે સાદિ અનંત છે, અને કાળથી મહાન્ છે, ક્ષાયોપશમિક બહુનો આશ્રયી અને અનાદિ અનંત હોવાથી મહાન્ છે, ઔપશમિક પણ દર્શન તથા ચારિત્ર મોહનીય અનુદયપણે તથા શુભભાવપણે હોવાથી મહાન્ છે, પારિણામિક બધા જીવોને તથા અજીવોને આશ્રયી હોવાથી તથા આશ્રય મોટો હોવાથી તે મહાન્ છે, સાન્નિપાતિક પણ ઘણાનો આશ્રય હોવાથી તે મહાન્ છે, એમ મહત્ કહ્યું, હવે અધ્યયનના નિપેક્ષા કહે છે,

**णामं ठवणा दविए खेत्ते काले तहेव भावे य**

**एसो खलु अज्झयणे निक्खेवो छव्विहो होति। नि. १४३**

હવે અધ્યયનના પણ નામ વિગેરે ૭ પ્રકારના નિક્ષેપ દેખાડવા નિર્યુક્તિકાર કહે છે, 'અધ્યયનના નામાદિક ૭-નિક્ષેપા છે, તે બીજી જગ્યાએ ( આચારાંગમાં ) વિસ્તારથી

કહ્યા છે તેથી અહીં કહેતા નથી. આ શ્રુતસ્કંધમાં સાત મોટાં અધ્યયનો છે. તેમાં પહેલું પોંડરીક નામનું છે. તેના ઉપક્રમ વિગેરે ચાર નિક્ષેપા કહેવા જોઇએ તેમાં ઉપક્રમ, આનુપૂર્વી નામ પ્રમાણ વક્તવ્યતા અર્થાધિકાર અને સમવતાર એમ છ ભેદો છે. તેમાં પૂર્વાનુપૂર્વીમાં આ પહેલું છે. પશ્ચાનુપૂર્વીમાં સાતમું છે અને અનાનુપૂર્વીમાં તો એકથી સાત સુધી ગુણાકાર કરતાં ૫૦૪૦ થાય તેમાંથી બે બાદ કરતાં ૫૦૩૮માં કોઇપણ જગ્યાએ હોય.

નામમાંતો છ નામ છે. તેમાં જાણવું. તે છ નામમાં ક્ષાયોપશમિક ભાવમાં જાણવું કારણ કે બધા સિદ્ધાંતોનો ભણવા ગણવા રચવાનો ક્ષાયોપશમિક ભાવજ હોય છે.

પ્રમાણચિંતામાં જીવગુણના પ્રમાણમાં છે. વક્તવ્યતામાં સામાન્ય રીતે બધાં અધ્યયનોમાં જૈન સિદ્ધાંતની વાત છે. અર્થાધિકાર પુંડરીકની ઉપમાએ જૈનસિદ્ધાંતનો ગુણસ્થાપન કરવાનો છે સમવતારમાં જ્યાં જ્યાં તેનો અવતાર થાય ત્યાં ત્યાં હમણાં કહી બતાવ્યું છે.

ઉપક્રમ પછી નિક્ષેપ આવે છે. તે નામ નિષ્પન્ન નિક્ષેપામાં પોંડરીક એવું આ અધ્યયનનું નામ છે. તેના નિક્ષેપા માટે નિર્યુક્તિકાર કહે છે.

णामे ठवणा दविए खेत्ते काले य गणण संठाणे ।
भावे य अट्ठमे खलु णिक्खेवो पुंडरीयस्स । नि. १४४

નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ ગણના સંસ્થાન અને ભાવ એમ આઠ પ્રકારે પૌંડરીકશબ્દનો નિક્ષેપો છે. તેમાં નામ અને સ્થાપના એ બે સુગમ હોવાથી તેને છોડીને દ્રવ્ય નિક્ષેપો કહે છે.

**जो जीवो भविओ खलु ववज्जिकामो य पुंडरीयंमि ।**
**सो दव्वपुंडरीओ भावंमि विजाणओ भणिओ । नि.१४८**

જે કોઇ પ્રાણધારણ કરનારો જીવ ભવિષ્યમાં પૌંડરીક થશે તે આશ્રયી ભવ્યછે તે બતાવે છે. પોતાના કર્મના તેવા ઉદયને લી... જે જીવ વનસ્પતિકાયમાં કમળરૂપે આંતરાવિના બીજા ભવમાં થશેજ તે આશ્રયી દ્રવ્ય પૌંડરીકછે (ખલુ શબ્દ વાકયની શોભારૂપ છે) ભાવ પૌંડરીક તો આગમથી પૌંડરીક પદાર્થનો જાણનારો તથા તેમાં ઉપયોગ હોય છે. એથી એ દ્રવ્ય પૌંડરીકનેજ વિશેષથી બતાવે છે.

**एगभविए य बद्धाउए य अभिमुहियनामगोए य ।**
**एते तिन्निवि देसा दव्वंमि य पोंडरीयस्स । नि. १४९**

એક ભવ કર્યા પછી તરત બીજા ભવમાં આંતરા વિના પૌંડરીક જાતિના કમળમાં ઉત્પન્ન થાય તે એકભવિક જાણવો તથા આયુ બાંધીને મરીને તરત પુંડરીક જાતિના કમળમાં ઉત્પન્ન થાય તે બીજો ભાંગો છે. (આ બે ભેદમાં ફેર એટલોજ છે કે પહેલામાં પુંડરીકનું આયુ બાંધ્યું નથી, અને બીજામાં બાંધ્યું છે) ત્રીજો ભાંગો તો મરવાના એક

સમય પહેલાં પુંડરીકનું આયુ બાંધીને અભિમુખ નામગોત્ર થઇને બીજા સમયમાં આંતરાવિના પુંડરીકમાં ઉત્પન્ન થાય તે જાણવો. (ઉત્પન્ન થયા પછી ભાવ પુંડરીક છે) આ ત્રણે આદેશો (ભાંગા) દ્રવ્ય પુંડરીકને લાગુ પડે છે.

भूतस्य भाविनो वा भावस्य हि कारणं तु यल्लोके।
तद्रूव्यं तत्त्वज्ञैः सचेतनाचेतनं कथितम् ॥१॥

તત્વને જાણનારા પુરૂષોએ દ્રવ્ય તેને જ કહ્યું છે કે જે ભાવ (પદાર્થના પર્યાય)નું ભૂત (પૂર્વ) અને ભવિષ્ય (પછી)નું કારણ છે. (જેમ દહીં છે તેનું દ્રવ્ય દૂધ એ પૂર્વનું રૂપ છે અને છાશ એ પછીનું રૂપ છે તે બંને દહીંનાં દ્રવ્ય ગણાય) હવે આ પૌંડરીક કમળ માફક આગળ થઇ ગએલા નિર્મળ ચારિત્રવાળા પુંડરીકનું દ્રષ્ટાંત છે. અને મલીન ચારિત્રવાળા પતિત કંડરીકનુ દ્રષ્ટાંત નિર્યુક્તિકાર બતાવે છે,

तेरिच्छिया मणुस्सा देवगणा चेव होंति जे पवरा
ते होंति पुंडरिया सेसा पुण कंडरिया उ ॥नि. १५७॥

પણ નરકમાં તો બધાજ ગંદા પદાર્થ માટે કંડરીક છે, હવે તિર્યંચ ગતિમાં પુંડરીક છે, તે કહે છે,

जलयर थलयर खयरा, जे पवरा चेव होंति कंता य।
जेअ सभावे अणुमया ते होंति पुंडरीया उ ॥नि.१४८॥

જલચરોમાં માછલાં હાથી મગર વિગેરે પુંડરીક છે, સ્થલચરમાં સિંહ બળ વર્ણરૂપ વિગેરે ગુણ યુક્ત છે, તથા ઉરપરિસર્પમાં મણિધારી સાપો છે, ભૂજપરિસર્પમાં નોળીયા વિગેરે છે, ખેચરમાં હંસ મોર વિગેરે છે, એ પ્રમાણે કુદરતથીજ જે લોકમાં માનીતા ગણાય તે પૌંડરીક માફક શ્રેષ્ઠ જાણવા, હવે મનુષ્ય ગતિમાં પુંડરીક બતાવે છે.

अरिहंत चक्कवट्टी चारण विज्जाहरा दसारा य
जे अन्ने इड्डिमंता ते होंति पोंडरिया उ ॥१४९॥

સર્વથી શ્રેષ્ઠ પૂજાને યોગ્ય તે અર્હતો છે, તે નિરૂપમ રૂપ વિગેરે ગુણોથી ભરેલા છે, તેમજ ભરતખંડના છ વિભાગના સ્વામી ચક્રવર્ત્તીઓ છે, વળી જંઘાચારણ વિદ્યાચારણ મુનિવરો છે. તેઓ અનેક પ્રકારે આશ્ચર્ય પમાડે તેવી લબ્ધિઓવાળા મહા તપસ્વીઓ છે, તથા વિદ્યાધરો વૈતાઢ્ય પર્વત ઉપરના નગરોના રાજાઓ છે, તથા હરિવંશ કુલમાં જન્મેલા દશારા નામના ક્ષત્રિયો છે, આ કહેવાથી બીજાં ઉત્તમ કુળોમાં જન્મેલા ઇક્ષ્વાકુ વિગેરે

પણ જાણવા, તેજ બતાવે છે, જે બીજા મોટી રૂદ્ધિવાળા કોટીશ્વર મોટા શેઠીયા છે, તે બધા પૌંડરીકો છે (તુ શબ્દથી બીજા લેવાને કહે છે ) વળી બીજા જે વિદ્યા કળાના સમૂહથીયુક્ત હોય તે પણ પૌંડરીક જાણવા, હવે દેવગતિમાં ઉત્તમોનું પૌંડરીકપણું બતાવે છે,

**भवणवइ वाणमंतर जोतिस वेमाणियाण देवाणं**
**जे तेसिं पवरा खलु ते होंति पुंडरिया उ ॥१५०॥**

ભુવનપતિ વ્યંતર જ્યોતિષી અને વૈમાનિક દેવ એ ચારે દેવનિકાયોમાં જે શ્રેષ્ઠ એવા ઇંદ્ર તથા ઈંદ્રના સામાનિક દેવો વિગેરે છે તે પૌંડરીક નામે જાણવા હવે અચિત્ત વસ્તુઓમાનું પ્રધાનપણું બતાવે છે,

**कंसाणं दूसाणं मणि मोत्तिय सिल पवालमादीणं**
**जे अ अचित्ता पवरा ते होंति पोंडरीया उ ॥१५१॥**

કાંસાના જે જયઘંટો વિગેરે બનાવે તે, તથા વસ્ત્રોમાં ચીનનાં રેશમી વસ્ત્રો વિગેરે તથા મણિઓમાં ઈંદ્રનીલ વૈડૂર્ય પદ્મરાગ વિગેરે રત્નો છે, તથા મોતીઓમાં જે રંગ આકાર પ્રમાણથી શ્રેષ્ઠ હોય છે તે, તથા શિલાઓમાં પાંડુ કંબલ વિગેરે છે, જ્યાં તીર્થંકરોના જન્માભિષેક વખતે સિંહાસન મુકાય છે. તે પ્રમાણે પરવાળામાં જે ઉત્તમ રંગ વિગેરેવાળાં હોય ને, આદિ શબ્દથી ઉત્તમ જાતિનું સોનું

તથા સોનાનાં બનેલાં ઘરેણાં વિગેરે લેવાં આ પ્રમાણે ઉપર બતાવેલાં કાંસા વિગેરેની ઉત્તમ વસ્તુઓ વિગેરે છે તે અચિત્ત પૌંડરીક જાણવા

મિશ્રદ્રવ્ય પૌંડરીકમાં તો તીર્થંકર ચક્રવર્તી વિગેરે જેમણે શ્રેષ્ઠ કડાં બાજુબંધ મુકુટ વિગેરે પહેરેલાં હોય. દ્રવ્યપૌંડરીક પછી ક્ષેત્ર પૌંડરીક કહે છે. (તે પહેલાં) ટીપ્પણમાં આપેલી ગાથા અને તેના અર્થ કહીયે છીયે

**अचित्तमीसगेसु दव्वेसु जे य होंति पवरा उ।**
**ते होंति पोंडरीया सेसा पुण कंडरीया उ ॥१॥**

આ ગાથા કોક પ્રતમાં છે તેથી તેની ટીકા નથી. પણ તેના સાર આ છે કે—અચિત્તતથા મિશ્ર દ્રવ્યોમાં જે ગુણોથી ઉત્તમ હોય તે પુંડરીક છે અને બાકીના કંડરીક છે.)

**जाइं खेत्ताइं खलु सुहाणुभावाइं होंति लोगंमि।**
**देवकुरुमादियाइं ताइं खेत्ताइं पवराइं ।१५२।**

જે દેવકુરૂ વિગેરે ક્ષેત્રોમાં સારા અનુભાવ( રસ )થી શ્રેષ્ઠવસ્તુઓ થાય તે આધારે તે ક્ષેત્રો પણ પૌંડરીક નામે ગણાયછે. હવે કાલ પૌંડરીક કહે છે

**जीवा भवट्ठितीए कायठितीए य होंति जे पवरा।**
**ते होंति पोंडरीया अवसेसा कंडरीया उ ।१५३।**

જે જીવો ભવસ્થિતિથી તથા કાયસ્થિતિ અર્થાત્ દેવલોક કે મનુષ્ય વિગેરેમાં જન્મેલા હોય અને શરીરને રંગ વિગેરે જેટલો કાળ સુંદર રહે તે કાળપોંડરીક જાણવા. બાકીના કંડરીક જાણવા. તેમાં ભવસ્થિતિમાં અનુત્તરવિમાનના દેવો પ્રધાન છે. કારણકે ચ્યવે ત્યાં સુધી શુભ અનુભાવ હોય છે અને કાયસ્થિતિમાં મનુષ્યો સારાં કામ અને સારો આચાર પાળવાથી સાત કે આઠ ભવસુધી મનુષ્યજન્મમાં પૂર્વકોડી વર્ષનું આઉખું પાળીને તરતજ ત્રણ પલ્યોપમના આઉખ્ય-વાળા મનુષ્ય તથા દેવનું સુખ ભોગવે છે. માટે તે કાયસ્થિ-તિએ પોંડરીક છે. બાકીના કંડરીક છે કાલપોંડરીક પછી ગણના અને સંસ્થાન પોંડરીક બતાવે છે.

गणणाए रज्जू खलु संठाणं जेव होंति चउरंसं ।
एयाइं पोंडरीगाइं होंति सेसाइं इयराइं ।१५४।

ગણત્રી વડે પોંડરીક ચિંતવતાં દશ પ્રકારનાં ગણિતમાં રજ્જુ ગણિત પ્રધાનપણે હોવાથી પોંડરીક છે દશ પ્રકારનું ગણિત આ પ્રમાણે છે.

परिकम्म रज्जु रासी ववहारे तह कलासवण्णे य ।
ल जावं तावं घणे य घणवग्ग वग्गे य ।१।

પરિકર્મ ૧ રજ્જુ ૨ રાશિ ૩ વ્યવહાર ૪ કલા સવર્ણ ૫ ૬ ઘન ૭ ઘનમૂલ ૮ વર્ગ ૯ અને વર્ગમૂલ ૧૦ કે

૭ સંસ્થાન ચિંતવતાં સમચોરસ સંસ્થાન પ્રવર હોવાથી તે સંસ્થાન (શરીરનો આકાર) શ્રેષ્ઠ છે, એટલે રજ્જુ ગણિત તથા સમચોરસ સંસ્થાન પુંડરીક છે, બાકીનાં પરિકર્માદિક ગણિત તથા ન્યગ્રોધ પરિમંડલ વિગેરે સંસ્થાનો કંડરીક જાણવાં, હવે ભાવ પૌંડરીક કહે છે,

**ओदइए उवसमिए खइए य तहा खओवसमिए अ**
**परिणामसन्निवाए जे पवरा तेवि ते चेव । नि. १५५ ।**

ઔદયિકભાવમા તથા ઔપશમિક ક્ષાયોપશમિક પારિણામિક અને સાંનિપાતિકભાવમાં વિચારતાં તેઓમાં જે પ્રધાન ઔદયિક વિગેરે ભાવો છે તે અહીં લેવા. તથા ઔદયિકભાવમાં તીર્થંકરો અનુત્તર ઉપપાતિક દેવતાઓ તથા સોપાંખડીવાળાં ધોળાં કમળો પૌંડરીક જાણવાં ઔપશમિકભાવમાં સંપૂર્ણ મોહશાંતવાળા સાધુ જાણવા. ક્ષાયિકમાં કેવળજ્ઞાની લેવા. ક્ષાયોપશમિકમાં વિપુલમતિ મનઃપર્યવજ્ઞાની તથા ચૌદપૂર્વી અને પરમાવધિઓ થોડાકે બધા લેવા. પારિણામિકમાં ભવ્ય જીવો લેવા સાંનિપાતિકમાં બે ત્રણ વિગેરે સંયોગમાં સિદ્ધ વિગેરે પોતાની બુદ્ધિએ પૌંડરીકપણે વિચારવા બાકીના કંડરીક જાણવા. અથવા બીજી રીતે પૌંડરીક બતાવે છે

**अहवावि नाणदंसणचरित्तविणए तहेव अज्झप्पे।**
**जे पवरा होंति मुणी ते पवरा पुंडरीया उ ।१५६।**

८३९७

અથવા ભાવપૌંડરીક આ છે. સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રમાં તથા વિનયમાં અધ્યાત્મમાં ધર્મધ્યાન વિગેરેમાં જે શ્રેષ્ઠ મુનિઓ છે તેમને પૌંડરીક જાણવા, બાકીના કંડરીક ગણવા આ પ્રમાણે આઠ પ્રકારે પૌંડરીકનો નિક્ષેપો બતાવી જેનાવડે અધિકાર છે તે કહે છે.

**एत्थं पुण अहिगारो वणस्सतिकाय पुंडरीएणं।**
**भावंमि अ समणेणं अज्झयणे पुंडरीअंमि ।१९७।**

અહીં દૃષ્ટાંતના પ્રસ્તાવમાં સચિત્ત તિર્યંચ યોનિમાં એકેંદ્રિય વનસ્પતિકાય (સફેદ પુંડરીક કમળ) જે જળમાં કમળ ઉગે છે તેના વડે પ્રયોજન છે. અથવા ઔદયિકભાવે રહેલ વનસ્પતિકાયના સો પાંખડીવાળા સફેદ કમળથી છે. અને ભાવમાં સમ્યગ્ દર્શનજ્ઞાન ચારિત્ર વિનય અને અધ્યાત્મમાં રમણતા કરનારા સુસાધુથી આ અધ્યયન પુંડરીક નામનું છે તેમાં તેવા સાધુની જરૂર છે. અર્થાત્ સુંદર સફેદ નિર્મળ વનસ્પતિકાયનું સો પાંખડીવાળું કમળ લેવું અને તેની જોડે જ્ઞાનદર્શન ચારિત્રથી યુક્ત ઉત્તમ સાધુથી પુંડરીક કમળની સરખામણી કરવી.

નિક્ષેપ નિર્યુક્તિ પુરી થઇ અને હવે સૂત્રસ્પર્શીક નિર્યુક્તિનો અવસર છે. તે સૂત્ર સાથે હોય અને સૂત્ર સૂત્રાનુગમમાં હોય તે અવસર આવ્યો હોવાથી અટક્યા વિના શુદ્ધ ઉચ્ચારે સૂત્ર કહે છે:—

सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं इहखलु पोंडरीए णामज्झमणे, तस्स णं अयमट्ठे पण्णत्ते—से जहणामए पुक्खरिणी सिया बहुउदगा बहुसेया बहुपुक्खला लद्धट्ठा पुंडरिकिणी पासादिया दरिसणिया अभिरूवा पडिरूवा तीसे णं पुक्खरिणीए तत्थ तत्थ देसे देसे तहिं तहिं बहवे पउमवरपोंडरीया बुइया, अणुपुव्वुट्ठिया ऊसिया रुइला वण्णमंता गंधमंता रसमंता फासमंता पासादिया दरिसणिया अभिरूवा पडिरूवा, तीसे णं पुक्खरिणीए बहुमज्झदेसभाए एगे महं पउमवरपोंडरीए बुइए, अणुपुव्वुट्ठिए उस्सिते रुइले वन्नमंते गंधमंते रसमंते फासमंते पासादीए जाव पडिरूवे। सव्वावंती च णं

તેવો સેય-કાદવ ઘણો હોય, અથવા ઘણાં ધોળાં કમળો હોય તેથી તથા ઘણું નિર્મળ સફેદ પાણી હોય તેથી બહુશ્વેતા (સફેદ-ધોળી) છે, તથા બહુ પુષ્કળ-ઘણા પાણીથી ભરેલી તથા પુષ્કરિણી જેવું નામ તેવો તેનો અર્થ (વસ્તુ) છે, તેથી લબ્ધાર્થ છે, અથવા જેણે આસ્થાન-પ્રતિષ્ઠા મેળવી માટે લબ્ધાસ્થા છે, વળી પૌંડરીક સફેદ કમળો તેમાં છે, માટે પૌંડરિકીણી (ઘણાપણામાં વાળો પ્રત્યય વપરાય છે માટે) ઘણાં કમળોવાળી છે, વળી પ્રસાદ-પ્રસન્નતા નિર્મળ જળવાળી માટે તે પ્રસાદિકા અથવા પ્રાસાદ-જિન મંદિરો જેમાં ચારે બાજુએ છે માટે પ્રાસાદિકા છે, દર્શનીયા-શોભાયમાન સારા સંનિવેશ (રહેઠાણ)થી દેખવા જેવી છે તથા સમીપ રહેલાં છે રૂપ-રાજહંસ ચક્રવાક સારસ વિગેરે જળચરો છે, અથવા ક્રીડા કરવા માટે તેના પાણીમાં હાથી, પાડા હરણોનાં ટોળાં વિગેરે છે, અથવા જળચર હાથી તથા મગર વિગેરેથી તે અભિરૂપ છે, તથા પ્રતિ રૂપ-નિર્મળતાથી જેમાં બધે પડછાયો દર્પણ માફક પડે માટે પ્રતિરૂપ છે, અથવા તેના અતિશોરૂપથી તેનાં પ્રતિબિંબ (ચિત્રો) લોકો પોતાને ઘેર કરાવે છે,

અથવા પ્રાસાદિક દર્શનીયા અભિરૂપ અને પ્રતિરૂપ એ ચારે એકજ અર્થમાં છે, તે વાવડી ઘણી રમણીય છે તેથી પ્રતિરૂપ બતાવવા માટે કહેલ છે, હવે ત્યાં ત્યાં એમ બેવડું પદ લેવાથી પુંડરીકો ઘણાં છે, તેવું કહ્યું. તથા દેશે દેશે આથી એકેક ભાગમાં

તેથી પણ વધારે કમળો છે, એટલે ત્યાં ત્યાં (જયાં જયાં) બધે સ્થળે કમળો છે, એવી એક પણ જગ્યા નથી કે તે તળાવડીમાં થોડાં પણ કમળો ન હોય, અથવા તત્ર તત્ર દેશે દેશે એ બતાવવાથી ભાગના ભાગમાં પણ કમળો છે, અથવા તત્ર તત્ર દેશે દેશે ત્યાં ત્યાં એમ ત્રણ બેવડાં પદ લેવાથી એક અર્થ છતાં ઘણાં કમળો છે, એવું મોટું પદ વાવડીને આપ્યું, કે તે વાવડીમાં બધા ભાગોમાં પદમકમળો તેજ સુંદર ધોળાં પૌંડરીક કમળો છે, ( પદમ શબ્દ એટલા માટે લીધો કે પૌંડરીકનો અર્થ ધોળું છત્ર થાય, વાઘ થાય તે અર્થ ન લેતાં ફક્ત ધોળાં કમળોનો અર્થ લેવો )

(પદમ સાથે પૌંડરીક લેવાનું કારણ સો પાંખડીવાળું સફેદ કમળ લેવું વર શબ્દથી શ્રેષ્ઠ કમળો જ લેવાનાં છે ) આ પ્રમાણે શ્રેષ્ઠ ઘણાં પૌડરીક કમળો તળાવડીમાં બતાવ્યાં, આનુપૂર્વી–અનુક્રમે વિશિષ્ટ રચનાથી તથા કાદવ અને પાણી ઉપર ઉચ્છ્રિત-ઉંચાં રહ્યાં છે, તથા રૂચિ, કાંતિ, લાવનારાં તે રૂચિલ ( મનોહર ) છે, તેજ પ્રમાણે શોભનીક વર્ણ ગંધ રસ અને સ્પર્શવાળાં છે, તજ પ્રમાણે પ્રાસાદિક દર્શનીય અભિરૂપ પ્રતિરૂપ કમળો તેની સુંદરતા બતાવે છે.

આવી તળાવડી જેમાં બધી બાજુએ પદમ કમળો વીંટાચેલાં છે, તેના બરોબર મધ્ય ભાગમાં એક મહા પદમવર પૌંડરીક અનુક્રમે સૌથી ઉંચું મનોહર વર્ણ ગંધ રસ સ્પર્શવાળું છે, તેમજ પ્રાસાદિક દર્શનીય અભિરૂપતર

પ્રતિરૂપ તર ( સૌથી શ્રેષ્ઠ ) છે, સર્વત્રથી પ્રથમનાં બે સૂત્ર કરતાં આ વિશેષ છે કે તળાવડીને બધે ફરતાં ચોમેર કમળો છે, તેમાં મધ્ય ભાગમાં આ સૌથી સુંદર કમળ છે (વાકયમાં આવેલા ચ સામટો અર્થ લેવા માટે છે, ણું ફક્ત વાકયની શોભા માટે છે )

આવી તળાવડીના પૂર્વ ભાગમાંથી કોઈ એક પુરૂષ સામે આવીને તે તળાવડીના કિનારે બેસીને બધાં કમળોમાં શ્રેષ્ઠ એવું કમળ જોઇને પૂર્વ દિશામાં ઉભો રહેલો તે આવી નીતિ (રીતિ) એ બોલે,

अह पुरिसे पुरित्थिमाओ दिसाओ आगम्म तं पुक्खरिणीं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासंति तं महं एगं पउमवर पोंडरीयं अणुपुव्वुट्ठियं ऊसियं जाव पडिरूवं। तए णं से पुरिसे एवं वयासी, अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिते वीयत्ते मेहावि अवाले मग्गत्थे मग्गाविऊ मग्गास्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि

त्ति कट्टु इति बुया से पुरिसे अभिक्कमेति तं पुक्खरिणीं, जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए महंते सेए पहीणे तीरं अपत्ते पउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए, अंतरा पोक्खरिणीए सेयंसि निसण्णे पढमे पुरिसजाए ॥२॥

હવે કોઈ પુરૂષ પૂર્વ દિશામાંથી આવીને તે તળાવડીના તીરે બેસીને તે તળાવડીને દેખે છે, તે વખતે પેલું સાૈથી મોટું શ્રેષ્ઠ કમળ બરોબર ગોઠવાયેલું ઉંચું રહેલું સુગંધ વિગેરે ગુણોવાળું હોય, તે વખતે આ પુરૂષ આ પ્રમાણે બોલે, કે હું પોતે પુરૂષ છું, ખેદ સહન કરનારો બળવાન છું કુશળ છું પંડિત વ્યક્ત-જુવાન છું મેધાવી-બુદ્ધિવાળો છુ અબાલ સોળ વરસ ઉપર (વીશ વરસ)નો જુવાન છું માર્ગસ્થ માર્ગમાં રહી માર્ગને જાણનારો છું, તથા પરાક્રમને જાણનારો છું આવા બધા ગુણવાળો હું હોવાથી તે વચલા પદમવર કમળને ઉખેડી લાવું, આ પ્રમાણે કહી ત્યાં જવા છતાં ન પહોંચે, તેમ કાદવ તથા પાણીની ઉંડાઇને લીધે ત્યાં ખુંચીને કિનારે ન પહોંચે. તેથી વાર ન પહોંચે પણ

તળાવડીના વચમાં ઘણા કાદવમાં ખુંચી જાય, આ પહેલો પુરૂષ જાણવો,

### ટીકાનો વિશેષ અર્થ

હું પુરૂષ છું—તથા ખેદજ્ઞ (ટીકાકારે અથવા છપાવનારે અર્થ કર્યો નથી) તે કમળ લેવાની ઇચ્છાવાળો કહે છે કે હું ખેદ તે આ કમળ લાવતાં કેટલો શ્રમ થશે તે હું જાણું છું કુશલ-હિતમાં પ્રવર્ત્તવું, અહિતને છોડવું તેમાં નિપુણ તથા પાપથી દૂર માટે પંડિત ધર્મ તથા દેશનો તથા ક્ષેત્રનો જાણ છું વ્યક્ત-બાળવયથી ઉપર પરિણત (સમજવાની) બુદ્ધિવાળો, મેધાવી-નીચે ઉપર કુદવાના ઉપાય જાણનારો અબાલ-સંયમ વય સોળ વરસની ઉપરનો માર્ગસ્થ ઉત્તમ પુરૂષોએ આચરેલા માર્ગે ચાલતો, માર્ગ વેત્તા (જાણનારો) માર્ગની ગતિ વડે પરાક્રમ કરવાનું જાણનારો અથવા આત્માનું બળ જાણનારો-આવા ગુણોવાળો પૂર્વે બતાવેલા ઉત્તમ ગુણોવાળું કમળ તળાવડીના મધ્યભાગમાં રહેલાને હું ઉખેડી લાવીશ તેમ જાણીને હું આવ્યો છું. આવું દેખી વિચારીને તે તળાવડી તરફ જાય, પાણીમાં ઉતરી તે તરફ જાય તેવામાં તે તળાવડીમાં ઘણું ઉંડું પાણી તથા બહુ કાદવ હોવાથી તે પાણી કાદવથી અકળાયલો પ્રક્ષીણ-વિવેક હીન થઇને અથવા તીરથી ભ્રષ્ટ થઇને અને સુંદર કમળ સુધી નહિ પહોંચેલો તે તળાવડીના

કાદવમાં ખુંચેલો પોતાને કાઢવાને અસમર્થ તે તીરથી પ્રથમ ભ્રષ્ઠ થયેલો વચમાં ખુંચી રહ્યો છે, તે કિનારા તરફ નીકળી જવા સમર્થ નથી, તેમ કમળ સુધી પહોંચવા પણ સમર્થ નથી, આ પ્રમાણે બંનેથી ભ્રષ્ટ થયેલો મુક્ત મુક્તોલી ( ) માફક અનર્થને માટે જ તેની કૃતિ થાય છે, આ પહેલા પુરૂષની જાતિ જાણવી (અર્થાત્ આવા ઘણા માણસો છે કે જેઓ સારૂં કૃત્ય કરવા જાય- છતાં વિઘ્ન આવવાથી પાર ઉતરી શક્તા નથી )

अहावरे दोच्चे पुरिसजाए, अह पुरिसे दक्खिणाओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वुट्ठियं पासादीयं जाव पडिरूवं तं च एत्थ एगं पुरिसजातं पासति पहीणतीरं अपत्तपउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्नं, तए णं से पुरिसे तं पुरिसं एवं

वयासी—अहोणं इमे पुरिसे अखेयन्ने अकु-सले अपंडिए अवियत्ते अमेहावी बाले णो मग्गत्थे णो मग्गविऊ णो मग्गस्स गतिपरक्क-मण्णू जन्नं एस पुरिसें, अहं खेयन्ने कुसले जाव पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि, णो य खलु एयं पउवरपोंडरीयं एवं उन्निक्खेयव्वं जहा णं एस पुरिसे मन्ने, अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिए वियत्ते मेहावी अबाले मग्गत्थे मग्गविऊ मग्गस्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सा-मित्ति कट्टु इति वच्चा से पुरिसे अभिक्कमे तं पुक्खरिणिं, जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए महंते सेए पहीणे तीरं अपत्ते पउमवरपोंडरीयं णो हव्वाए णो

पाराए अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्ने दोच्चे पुरिसजाते ॥३॥

(હવે ટીકા તથા સૂત્રમાં વિશેષ જાણવાનું ન હોવાથી ભેદ પાડયો નથી) બીજો પુરૂષ દક્ષિણ દિશાથી આવીને પ્રથમ પુરૂષ માફક તે તળાવડીના કિનારે ઉભો રહી તે કમળ જોઈને તે લેવા ઉભો રહી વિચાર કરવા લાગ્યો, તેવામાં તેણે પૂર્વ દિશામાં ઉભેલા ઉભયભ્રષ્ટ તથા કાદવમાં ખુંચેલા શોકાતુર પુરૂષને જોઈને વિચારવા લાગ્યો કે આ માણસ અખેદજ્ઞ અકુશલ અપંડિત અવ્યક્ત અમેધાવી બાલ-નમાર્ગસ્થ નમાર્ગજ્ઞ નમાર્ગગતિપરાક્રમજ્ઞ હોવાથી આવી રીતે ઉભયભ્રષ્ટ થયો પણ હું તો તેનાથી ઉલટો ખેદજ્ઞ કુશલ વિગેરે ગુણોવાળો હોવાથી આવી રીતે હું જરૂર લાવીશ, એમ માનીને ત્યાં ગયો, અને પ્રથમના માણસ માફક કાદવમાં ખુંચી ઉભયભ્રષ્ટ થયો,

अहावरे तच्चे पुरिसजाते अहपुरिसे पच्चत्थिमाओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासंति तं एगं महं पउमवरपोंडरीयं अणुपुव्वुट्ठियं जाव पडि-

एवं, ते तत्थ दोन्नि पुरिसजाते पासति पहीणे तीरं अपत्ते पउमवरपोंडरीयं णो हव्वाए णो पाराए जाव सेयंसि णिसन्ने तए णं से पुरिसे एवं वयासी, अहो णं इमे पुरिसा अखेयन्ना अकुसला अपंडिया अवियत्ता अमेहावी बाला णो मग्गत्था णो मग्गविऊ णो मग्गस्स गतिपरक्कमण्णू, जं णं एते पुरिसा मन्ने एवं मन्ने अम्हे एतं पउमवरपोंडरीयं उण्णिक्खिस्सामो, नो य खलु एयं पउमवर पोंडरीयं एवं उन्निक्खेतव्वं जहा णं एए पुरिसा मन्ने, अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिए वियत्ते मेहावी अबाले मग्गत्थे मग्गविऊ मग्गस्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि त्ति कट्टु इति वुच्चा से पुरिसे

अभिक्कमे तं पुक्खरिणिं जावं जावं च णं अभिक्कमे तावं तावं च णं महंते उदए महंते सेए जाव अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्ने तच्चे पुरिसेजाए ॥सूत्र ४॥

अहावरे चउत्थे पुरिसजाए अह पुरिसे उत्तराओ दिसाओ आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वट्ठियं जाव पडिरूवं ते तत्थ तिन्नि पुरिस जाते पासति पहीणे तीरं अपत्ते जाव सेयंसि णिसन्ने,तए णं से पुरिसे एवं वयासी—अहो णं इमे पुरिसा अखेयन्ना जाव णो मग्गस्स गतिपरक्कमण्णू जण्णं एते पुरिसा एवं मन्ने अम्हे एतं पउमवरपोंडरीयं

उन्निक्खिस्सामो, णो य खलु एयं पउमवरपों-डरीयं उन्निक्खेयव्वं जहा णं एते पुरिसामन्ने, अहमंसि पुरिसे खेयन्ने जाव मग्गस्स गति-परक्कमण्णू, अहमेयं पउमवरपोंडरीयं उन्नि-क्खिस्सामित्ति कट्टु इतिवुच्चा से पुरिसे तं पुक्खरिणिं जावं जावं च णं अभिक्कमे तावं तावं च णं महंतें उदए महंते सेए जाव णिसन्ने चउत्थे पुरिसे जाए ॥सूत्र ५॥

ચોથા પાંચમાનો વિષય પણ એજ છે કે.

ત્રીજો પુરૂષ પશ્ચિમ દિશામાંથી આવ્યો, કમળ ઉપર મુગ્ધ થઇને લેવા ગયો એને કાદવમાં ખુંચેલા છતાં જોઇને વિચારવા લાગ્યો કે એ અનિપુણ હોવાથી એમ ખુંચી ગયા, હું નિપુણ છું માટે લઇ આવીશ, પછી અંદર જઇને કાદવમાં ખુંચ્યો, તેજ પ્રમાણે ચોથો પુરૂષ ઉત્તર દિશાથી આવેલો પોતાને નિપુણમાની તળાવડીમાં પડી કમળ લેવા જતાં કાદવમાં ખુંચ્યો, હવે પાંચમો પુરૂષ તે લોકોથી વિલક્ષણ ભિક્ષુ આવ્યો તે કહે છે

अह भिक्खू लूहे तीरट्ठी खेयन्ने जाव गति-परक्कमण्णू अन्नतराओ दिसाओ वा अणुदिसाओ वा आगम्म तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं जाव पडिरूवं ते तत्थ चतारी पुरिसजाए पासति पहीणे तीरं अपत्ते जाव पउमवरपोंडरीयं णो हव्वाए णो पाराए अंतरा पुक्खरिणीए सेयंसि णिसन्ने, तएणं से भिक्खू एवं वयासी—अहो णं इमे पुरिसा अखेयन्ना जाव णो मग्गस्स गतिपरक्कमण्णू, जं एते पुरिसा एवं मन्ने अम्हे एयं पउमवर-पोंडरीयं उन्निक्खिस्सामो, णो य खलु एवं पउमवरपोंडरीयं एवं उन्निक्खेतव्वं जहा णं

एते पुरिसा मन्ने, अहमंसि भिक्खू लूहे तीरट्ठी खेयन्ने जाव मग्गस्स गतिपरक्कमण्णू, अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामित्तिकट्टु इति वुच्चा से भिक्खू णो अभिक्कमे तं पुक्खरिणिं तीसे पुक्खरिणीए ठिच्चा सद्दं कुज्जा उप्पयाहि खलु भो पउमवरपोंडरीया! उप्पयाहि, अह से उप्पातिते पउमवरपोंडरीए ॥सू. ६॥

પૂર્વે કહેલા ચાર પુરૂષો જે તલાવડીમાં ફસેલા છે. તેનાથી આ પુરૂષ જુદો છે. તેના આવાં વિશેષણો (ગુણો) છે. ભિક્ષા માગવાથી ભિક્ષુ. એટલે રાંધવા રંધાવવાના પાપ આરંભથી રહિત નિર્દોષ આહારનો ખાનારો. તથા રૂક્ષ—રાગદ્વેષ રહિત છે, કારણ કે રાગ અને દ્વેષ બંને ચીકણા છે સ્નેહ (ચીકણાશ)થી ઝીણી રજ લાગે છે પણ ચીકણાશ ન હોય તો ન લાગે તે પ્રમાણે દ્વેષથી પણ કર્મરજ લાગે છે પણ રાગદ્વેષ બંને ન હોયતો કર્મરજ લાગતી નથી તેથી રાગદ્વેષ રહિત રૂક્ષ(લુખા પરિણામવાળો) કહેવાય છે. વળી

સંસાર સાગરથી પાર જવાનો અર્થી છે તેમ ક્ષેત્રનો અથવા તેમાં થતા શ્રમનો જાણનારો છે પૂર્વે ચારમાં જે ગુણો બતાવ્યા છે તે અહીં માર્ગના જવાના પરાક્રમને જાણનારો છે. આવો સાધુ કોઇ પણ દિશા કે ખુણામાંથી આવીને તે તલાવડીના કિનારે ઉભો રહીને બધી બાજુએ જોતાં બરોબર મધ્ય ભાગમાં એક સુંદર મોટા પુંડરીક કમળને-જુએ છે તથા ત્યાં ખુંચેલા ચાર પુરૂષો ને જુએ છે.

પ્રશ્ન-કેવા પુરૂષોને?

ઉત્તર-તીરથી નીકળેલા અને મધ્યના કમળ સુધી ન પહોંચેલા અને પાણી તથા ચીકણા કાદવમાં ખુંચેલો. પાછા તીરે આવવાને અશક્ત થયેલાને જોયા. તેમને જોઇને ભિક્ષુ આ પ્રમાણે બોલે કે-આ ચાર પુરૂષો અજાણ્યા અકુશળ માર્ગની ગતિના પરાક્રમથી રહિત હોવાથી કમળ લાવવાનું મન કરી ત્યાં જવા છતાં કાદવમાં ખુંચ્યા પણ લાવી ન શકયા પણ હું ભિક્ષુ છું. લુખો છું, માર્ગનો જાણુ છું વિગેરે ગુણો હોવાથી હું કમળ લાવીશ. એમ વિચારીને તે તળાવડીમાં ન પેસે પણ ત્યાં ઉભો રહીને શું કરે તે કહે છે—તળાવડીને કિનારે ઉભો રહીને બોલે કે-હે વર્ચમાંના શ્રેષ્ઠ કમળ! ઉછળ ઉછળ! તે શબ્દ સાંભળીને તરત કમળ ઉછળયું (અને તે ભિક્ષુના હાથમાં આવીને પડયું)

આ પ્રમાણે દૃષ્ટાંત આપીને તેમાંથી શું સાર લેવો તે મહાવીર પ્રભુ પોતાના શિષ્યોને કહે છે:—

પુરૂષો ઇચ્છેલું ન મેળવી શક્યા, અને તળાવડીના ચીકણા કાદવમાં ખુંચ્યા, એ પ્રમાણે જિનેશ્વરથી વિરૂદ્ધ બીજા મતવાળા સંસાર સાગરથી તરે નહિ, પણ તેમાં ડુબશે, તેનો ઉપપત્તિ (દૃષ્ટાંત) સહિત અર્થ બતાવશે, હવે તે જૈનેતરો સંસારમાં ભમશે તેનાં ઉપાદાન અથવા સહકારિ કારણો સાથે ફરી ફરી દૃષ્ટાન્ત હમણાં હું બતાવીશ, તે તમે સાંભળો, હવે ભગવાન તે દૃષ્ટાન્તનો સાધુઓને દાર્ષ્ટાંતિક (પરમાર્થ) બતાવે છે.

**लोयं च खलु मए अप्पाहट्टु समणाउसो! पुक्खरिणी बुइया, कम्मं च खलु मए अप्पाहट्टु समणाउसो! से उदए बुइए काम भोगे य खलु मए अप्पाहट्टु समणाउसो! ते बहवे पउमवरपोंडरीए बुइए, रायाणं च खलु मए अप्पाहट्टु समणाउसो! से एगे महं पउमवर पोंडरीए बुइए, अन्नउत्थिया य खलु मए अप्पाहट्टु समणाउसो! ते चत्तारि पुरिसजाया बुइया, धम्मं च खलु मए अप्पाहट्टु समणा-**

उसो ! से भिक्खू वुइए, धम्मंतित्थं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से तीरे वुइए, धम्मंकहं च खलु अप्पाहट्टु समणाउसो ! से सद्दे वुइए, निव्वाणं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से उप्पाए वुइए, एव मेयं च खलु मए अप्पाहट्टु समणाउसो ! से एव मेयं वुइयं ॥ सू. ८॥

લોક–તે મનુષ્યક્ષેત્ર જાણવું, તેને તળાવડી કે વાવડીની ઉપમા આપી, આઠ પ્રકારનાં કર્મ તે પાણી તથા કાદવ જાણવાં, કામ તથા ભોગવિલાસો અહીં શ્રેષ્ઠ પદ્મ કમળો જાણવા, રાજાઓને મેં સૌથી શ્રેષ્ઠ કમળરૂપે વર્ણવ્યા છે, આ રાજાઓને પોતાને વશ કરવા જનારા જૈનેતર મહંત વિગેરે જાણવા, જૈન ધર્મને ભિક્ષુ તરીકે વર્ણવ્યો, ધર્મતીર્થ સિદ્ધાંતના પરમાર્થને મેં તીર કહ્યો છે, ધર્મકથાને ઉછળવા તરીકે કહ્યું, આ પ્રમાણે દૃષ્ટાન્ત કહી પ્રભુએ સાધુઓને કહ્યું કે તમે તેવા કાદવમાં ન ફસશો. પણ તેનાથી દૂર રહી લૂખી વૃત્તિથી રાજા વિગેરેને ધર્મ ઉપદેશ આપી તારવા. પણ પોતે ડુબવું નહિ.

अणुपुव्वेणं लोगं उववन्ना तंजहा-आरिया वेगे अणारिया वेगे उच्चागोत्ता वेगे णीयागोया वेगे कायमंता वेगे रहस्समंता वेगे सुवन्ना वेगे दुव्वन्ना वेगे सुरूवा वेगे दुरूवा वेगे, तेसिं च णं मणुयाणं एगे राया भवइ, महयाहिमवंतमलयमंदरमहिंदसारे अच्चंतविसुद्धरायकुलवंसप्पसूतेनिरंतर राय लक्खणविराइयंगमंगे बहुजणबहुमाणपूइए सव्वगुणसमिद्धे खत्तिए मुदिए मुद्धाभिसित्ते माउपिउसुजाए दयप्पिए सीमंकरे सीमंधरे खेमंकरे खेमंधरे मणुस्सिंदे जणवयपिया जणवयपुरोहिए सेउकरे केउकरे नरपवरे पुरिसपवरे पुरिससीहे पुरिस आसीविसे

